# ગુલચમન ગાયન

સરવે શોખીલા સજ્જનોને વાસ્તે,

રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર

ચમનલાલ નરસિંહદાસ.

તથા

ઉતમરામ ઉમેદચંદ.

દોહરો.

ગુલચમન વાંચ્યા તણી, લાખેણી છે લાગ;
પ્રફુલિત મનડું થાયછે, જેમ ફુલીએ ફુલ બાગ.

અમદાવાદમાં

ધીકાંટે શેઠ પ્રાણલાલ અમરતલાલના ડહેલામાં
મોતીલાલ કાળીદાસે (અમદાવાદ
ચંદ્રોદય) પ્રેસમાં છાપ્યું.

આવૃતી બીજી.

સંવત ૧૯૩૧ સને ૧૮૭૫

કીંમત ૪ આના.




# પ્રસ્તાવના.

ગુલચમનની પેહેલી આવ્રુતીમાંથી અમે કેટલીક બાબત ફેર ફાર કરી તેમાં નવી ગરબીઓ તથા ખ્યાલ ટપા તથા બીજી કેટલીક રસીક ચીજો નાંખી છે અને તે એક બીજી નાપસ પ્રમાણે ગોઠવેલી કે તેથી વાંચનાર ને સુગમ પડ્યા સીવાય રહેસે નહી એટલુંજ નહી, પણ આ ચોપડી માં અમે ઘણીજ રસીક ગરબીઓ કે જે બાઈડાંને ગરબે ફરતાંને ગાવામાં આવે તેમજ મરદને ગાવાને પણ ઘણીજ ઉપયોગી થઇ પડે એવી દાખલ કરેલી છે, અસલ ગુલ ચમનની નકલ અમે બનતી મેહેનતથી સુધારીછે તોપણ કોઇ કોઇ ઠેકાણે ભુલ ચુક રહી હસે તે વાંચનાર સાહેબોએ માફ કરવી;

## શુચના.

આ ચોપડીના (૩૫)મા પાનાની (૧૫)મી ઓળમાં ડીસા-કાપના ગરબામાં મેજર ઇસાપેન, છે તે ભુલથી થયેલા છે પણ ખરૂ નાંમ મેજર બ્રોટન સાહેબ છે

ઊતેમરાંમ ઉમેદચંદ

આ ચોપડી સન ૧૮૬૭ ના ૨૫ મા આક્ટ પ્રમાણે રજી-
સ્ટર કરાવેલી છે માટે પ્રસિદ્ધ કરનારની લખેલી
પરવાંનગી સીવાય કોઈએ છાપવી અથવા
છપાવવી નહી જો કદાપી આથી
વિરૂદ્ધ ચાલી છાપશે અથવા
છપાવસે તો તેને માટે કાયદે
સર ઈલાજ કરવામાં
આવશે.

## અનુક્રમણિકા.



### ગરબીઓ.

# ગુલચમન



## નરસીં મેહેતાની હુંડી.



લાવણીમાં.



નરસી મેહેતા ભગત હરીના જુનાગડના રેહેવાશી;
હુંડી કરાવવા આવ્યા ગામમાં ચાર જણા તીરથવાસી. ટેક.
આવી ગાંમમા પુછવા લાગ્યા મોહોટા મોહોટા સઉકારોને;
સાતસે એક રૂપીયાની હુંડી દ્વારીકામાં આપો હમને.
સરવ મળી મનસુબો કીધો મોકલ્યા મેહેતા નરસી કને;
તે તમારી હુંડી સીકારે લાગ્યા મશ્કરી કરવાને. ૧

ઝુલ. ૧

નરસાંહ મેહેતાને ઘેર આવ્યા ચાલી, બેસાર્યાછે આસનઆલી;
મેહેતા વાત પુછેછે પેહેલી, કયાંથી આવ્યા કયાં જાવછો સેલી.
અમે નિકળ્યા તીરથ કરવા, દ્વારીકાથી જાઇશું કાશી.
હુંડી કરાવવા૦ ૨

લાવણી.

હળવે રહી ને કહે પરદેશી મેહેતા વાત માહારી સાંભળો;
ઘેર તમારે રૂપૈઆ ભરીયે તેની હુંડી કરી આલો,
સાતસેં એક સુરતી સક્કાના થેલી લઇ ઘરમાં મુકો;
કાગળનો કટકો લખી આલો તે પર હુંડી કરી આપો. ૩

ઝુલ. ૨

મેહેતા થઇને પત્ર લખે છે, સુરજની મેહી સાખ કરેછે;
શામળશાનું નામ ધરેછે, આપશો તો મારી લજ્યા રેહેશે,
કાગળનો કટકો લખી આલ્યો, ત્યાંહાં થી ચાલ્ય પરદેશી.
હુંડી કરાવવા૦ ૪

લાવણી.

પરદેશીને પંથ વળાવી મેહેતા વાત પુછે સઉને;
આ ધનને આપણે શું કરીએ ખવરાવીયો સાધુને.
ઘી ખાંડને લોટ મંગાવ્યો લાગ્યા રસોઇ કરવાને;
ભાવતાં ભોજન આપ બનાવ્યાં થાળ ધરાવ્યો ભગવાનને. ૫

ઝુલ. ૩

સો એક સાધુ થયા એકઠા, ફેંકી દીધાં છે સઉના એઠાં;
મેહેતા હતા તેવા થઇ બેઠા, નાહી ધોઇ મંદીરમાં પેઠા.
હાથ જોડીને અરજ કરે મારી લજ્યા રાખજો અવીનાશી.
હુંડી કરાવવા૦ ૬

લાવણી.

હવે વાત કહુ પરદેશીની જઇ નિકળ્યા દ્વારીકાની માંહી;

મોટા મોટા સઉકારોને પુછે શામળસાની પેઢી કેછ.
આતો નગરમાંનથી શામળશા ઘેલા થાયા કે અકકલ ગઇ;
તેમ તેમ ફાળ પડે છે પેટમાં રૂપૈઆ મળશે કે નહી. ૭

## ઝુલ. ૪

બોઝા બોલ કરે નગરમાં, નથી આવતુ કોઈ નજરમાં;
ઠગ મળ્યો એક જુનાઘડમાં, ખોટી ચોઠી લખી આપી હાથમાં
હાથ કપાળે દઈને બેઠા, ચારે જણા થયા ઉદાસી;
હુંડી કરાવવા. ૮

## લાવણી.

નરશી મેહેતાનું વચન રાખવા શામળશા રૂપીયા લાવ્યા;
શામશામી થયા એકઠા પરદેશી કયાંથી આવ્યા.
અમે નિકળ્યા તીરથ કરવા જુનાઘઢ રૂપીયા ભઝી આવ્યા;
ખોટી ચોઠી લખી આપી હાથમાં શામળશાને બતલાવા. ૯

## ઝુલ. ૫

અમે છીએ નરસી મેહેતાના, લ્યો રૂપૈયા સુરતી સક્કાના;
નથી મેલા છે કોરા કડકડતા, તમારા રૂપૈયા ખરી મેહેનતના;
સાતસેં એક રૂપીઆ ગણી આલ્યા, ચાર જણા ત્યાં થયા ખુશી.
હુંડી કરાવવા.

## લાવણી.

શામળશા જેગોપાળ કરેછે, રૂપીઆ તમારા સંભાળજો;
ભરીપુરીને પામ્યા રૂપૈઆ, મેહેતાજીને જઇ ને કેહેજો.

રંઝ દીલમાં જરા હરખડતા, કામકાજ ડોળતો કહેજો;
મંછારામ સત ગુરૂને સરણે, સાચા ધણીને સમરજો.

ઝુલ. ૬

ભગતઆધીન રહે ભગવાનને, જેવા મળ્યા નરસી મેહેતાને;
મંછારામ તમારે શરણે, રઘુરામ તો પુ કર કહેતે.
જો નર રહે કાયા કશી, હુંડી કરાવવા આવ્યા ગામમાં
ચાર જાણા તીરથ વાસી. ૧૨



## ફુવેડ નારની ફજેતી.

પાચે પ્રભુને નમી કહું ફુવેડના ફેલ, સર્વે લોકો સાંભળો;
કાનોનો કાઢો મેલ, જુવો ફજેતી ફુવેડ નારની. ટેક. ૧
છે ઘોપાની આપડી ને, છે નાપાનુ નામ,
આ કભારજન કરમે ભાગી, ઘર ચાલે કેમ. જુવો. ૨
સાસુ દે શીખામણ ત્યારે, સામી વઢવા લાગે;
સમીસાંજે સુવે તારે, પોર દીવસે જાગે. જુવો. ૩
પોર દાહાડે પડી ઉઠે, ઉફરી ન કરે ખાટ;
થાળીયો એના ઠીકરા જેવી, લોટે વળ્યો કાટ. જુવો. ૪
ગોલીઓ બેડે છારાઈઓ વળી, ખામણે સેવાળ;
ઘરમાં ન વાશીદુ વાળે, ગંદા એના ખાળ. જુવો ૫
આખુ નાં દાતણ કરે, દાંત મેલા ઘાણ;

લોક સર્વે સાંભળો, જઈ કયાં કરૂ વખાંણ. જુવો. ૬

બાર છઇયાંનો મા કેવાણી, ગળતે નાવરે પાણી;
જોવું હોયતો જોઈ લેજો, ભુંડ'ણ વીઆણી. જુવો૦ ૭

ગચ્ચા કરે રોટલે ને, શાકજાણે પાંણ;
ઘેંસમાં ન મીઠું નાખે, દાળ મોળી છાણ. જુવો૦ ૮

રસોઈ કરીને ચોકો ન કરે, ન કરે અખોટ;
ઊંઘે માથે ઘંટી તાણે કુત્રાં ચાટે લોટ, જુવો૦ ૯

સાસુની ફજેતી ફુવેડ ઘેર ઘેર કરતી;
સસુ મારી સોકરડી શા માટે નથી મરતી. જુવો૦ ૧૦

હાથે પગે મેલ પળ્યો અંગ મેલુ એનું;
મુખે ભમે માખીયો તો કામ આખુ શેનુ- જુવો૦ ૧૧

મેલ ભરચો ઘાઘરોને સાલ્લો કાળો મેશ;
ચોણમાં જુવો પડી જાણે કચરાળી ભેંશ જુવો૦ ૧૨

ઓડ બાજ્યુ ચોટલામાં પડી જુવો લીખ;
જે નરે આ નારે વરો તેનુ જીવતર ધીક. જુવો૦ ૧૩

દુભે સસુ નણદીને ધણીને દુભે દાહાડી;
ઓળખો નહી તો ઓળખીલેજો, આકબારજા લાડી. જુવો. ૧૪

પૂન્ય કરે જયાં પાડોશી ત્યાં આડી ઝીભ વાય;
અભીયાગત આંગણે દેખી ઘરમાં નાશી જાય. જુવો. ૧૫

દેશીબામણ સ્વામી સારે કુવે પડવા જાય;
લોક કેરા પોકમાં ફજેતીઓ લુટાય જુવો૦ ૧૬

ઘોકે ઘોકે ધણી મારે, તારે દે સરાપ;

જો તને હું જીવ ના આપુતો, તું જ મારો બાપ- જુવો૦ ૧૭
આવી ફુવડ દેખી વહુ, બળતો બોલે આપ;
શા માટે આડો ન ઉતરો પરણવા જતા સાપ. જુવો ૧૮
આગ ફુવડ નાર તણા અવગુણ અલેખ;
દેનારાને દોશ ન દઈએ કરમે લખ્યા લેખ, જુવો ૧૯
આવી જેને નાર મળી તેને છે સંતાપ;
તે પુરૂસને માથે આવી પાંચે મળ્યા પાપ, જુવો૦ ૨૦
નરનારી સઉ સાંભળો કોઇએ મા ધરશો રોશ;
દીઠી હેવી દખવી દેશો ગા મને દોશ, જુવો૦ ૨૧
ચમનલાલ તો સાચુ કહે છે ડાહ્યા ઘી નજરે પુગે;
આનાથી ફુવડ માથે, સીંગડા ન ઉગે, જુવો૦ ૨૨

---

## બાર મહીના.

### દોહરો.

૧ કારતક મહીને કાહાનજી, મંદીર બાવા ધાય;
સુનું સર્વે ભાળીએ, કેમ કરી રેહેવાય.
મને કારતક મહીનેરે, કંથ વિસારીને ચાલીયા;
કડવાં બોલીને વેણ, કાળજડાં બાળીયાં.
મને એક પલક જુગ જાય, નિંદ્રા આવે નહી;
મને નંદ વિનારે લગાર, ભોજન ભાવે નહી.

### દોહરો.

૨ કંથ વિનાનો કારતક, વિત્યો જોતાં વાટ;

આણંદ શર્વે ભુલીયાં, આવ્યો માગસર માસ.

---

મને થાય અતી ઉચાટ, હજી આવ્યા નહી;
જાણી અબળારે રાંક, દયા લાવ્યા નહી.
જુઠુ દીધુ હતુ વચન, હજી એ વાતનું;
લખી મોકલસુ એક પત્ર, હમે હમ હાથનું.

દોહરો.

૩ કઠણ થયા છો કહાનજી, મુકો મનનો રોષ,
માગસરમાં ના આવીઆ, આવ્યો મહીનો પોષ;

---

પોષે મહીનામાં પ્રાણ, મંદીર પધારજો;
બાળપણાનીરે પ્રીત, હરીરે સંભાળજો.
મરા નેણાંનારે નીર, હજી થંભતાં નથી;
પહેલાં હમેરે પ્રાણ, હવેરે ગમતાં નથી.

દોહરો.

૪ માહા મહીનામાં આવજો, ગોવરધન ગોપાળ;
નહી આવોતો નાથજી, પ્રાણ તજું તતકાળ.

---

માહા મહીનેરે મોહન, મનડુ અકળાય છે;
પ્રાણજીવન પરદેશ, રજની રોતાં જાયછે.
હુંતો ભરજોબન છુ નાર, ને વેરણ રાતડી;
કેમે કરી નવ જાય, બળેછે છાતડી.

દોહરો.

૫. આનંદ સર્વે આપીયો, આવ્યો ફાગણ માસ;

સખીઓ સઉ હોળી રમે, ને મન મારૂં ઉદાસ.

---

હરી વિનારે ફાગન માસ, સખી શા કામનો;
વાટ જુવે વ્રીજનારે, સંદેશો નાવ્યો શામનો.
સખીઓ ટોળે મળી ગરબા ગાય, ને આણંદ આદરે;
પણ જેના પીઉ ગયા પરદેશ, તે રોઈ રોઇને મરે.

દોહરો.

૬ ચટકી લાગી ચઈતરે, ને સુતા સાબર તીર;
ચતુર થઈ ભુલી ગયા, મુજને હળધર વીર.

---

તારા વિયોગેરે વિઠલનાથ, ચઈતર આવીયો;
પુસ્પમાંરે સુગંધ ને, તડકોરે લાગીયો.
સખી બળીરે કાનુડાની પ્રીત, હૈયે ચાંપ નહીં;
વિત્યા છછરે માસ, દરસન આપે નહીં.

દોહરો.

૭ વઇસાકે વેરી થયું, ને ગોકુળીઆનું ગામ;
મેણાં દે સઉ માનુની ને, લઈને તારૂં નામ.

---

આવો વઇશાકે વ્રજનાથ, કહુછુરે હુંતો કરગરી;
બાળપણાનીરે પ્રીત, હૈયેથી કેમ ઉતરી.
તારી સેજ્જો સમારૂ, ઓ સ્યામ ઉપર પાથરૂં;
આપ પોઢો લગાર, હુંતો ચંપી કરૂં.

દોહરો.

૮ જોકે તો જુઠા ઠર્યા, ને જીવણ તમારા કોલ;
હમને નાથ વિશારીયાં, ને વર્યા કુબજાને મોલ.

---

જોકે તો પ્રાણજીવન, કુબજાયે મોહની કરી;
કાળી કુબજા જુવો, હરીની વાલી ઠરી.
જાઓજી મથુરામાં રેહેજો ઓ સ્યામ, ગોકુલ ના આવતા;
મારે શુ છે તમારૂંરે કામ, શંદેશો ના કાવતા.

દોહરો.

૯ મુખથી મારે રૂસણું, મનમાં મારે પ્રીત;
અષાડ આવ્યો આવજો, ને તમમાં ચોટયું ચીત.

---

તમે અષાડ માસેરે કંથ, જરૂરજ આવજો;
કીરપા કરીને દીનદયાળ, સંદેશો કાવજો.
થયા વિજળીના ચળકાટ, કોયલ ટઉકા કરે;
એવાં મધુરાં બોલે મોર, બપઈઆ પીઉપીઉ લવે.

દોહરો.

૧૦ સાવણ શુંદર માસ છે, ને સર્વે લીલા લેહેર;
જોબન એળે જાય છે, ને ગીરધારી નહી ઘેર.

---

સાવણ માસે ઓ સ્યામ, લાલારે તારી સાંભરે.
એવું લીલુંરે વંદ્રાવન, ઝરમર ફોરાં પડે;

સખીઓ નાથ છે સાગર માંહી, નેજળક્રિડા કરે,
મારા ગીરધારી ગોવિંદ, મથુરાંથી ના ફરે
દાસી શું વિનવેરે શ્યામ કહેતાં શરમાય છે;
એવાં જાઇ જુઇનાં ફુલ, જળવિનાં કરમાય છે.

દોહરો.

જોબન મારૂં જાળવો, ને કહું છું મુકી લાજ;
સુંદર શ્રાવણ જાય છે, ને ગોપીના સીરતાજ.

દોહરો.

૧૧ ભાદરવે ભાવતાં નથી, ને ભોજન મુજને શ્યામ;
સાસુ નણંદી ગાળ દે, ને કેવુ બન્યુ છે કામ.

---

હુંતો ભાદરવેરે ભગવાન ઘેહેલીરે ભમતી ફરૂ,
મનમાં આવે છે એમ, કે વિખ ખાઇને મરૂ,
આવોઆવોને જાદવરાય, કહુંરે હવે માનીયે,
ચોમાસુ વહી જાય, અબળાનું દુઃખ જાણીયે.
આવી ઝાલજો મારાં ચીર, મુખડેરે પીક નાખજો,
કંઇ નહીં બોલુ એ શ્યામ, ગમે તેમ દાબજો;
મહીના દાણી થજો એ શ્યામ, મટુકી પણ ફોડજો;
એવા વ્રજવાસી વ્રજનાથ, નવસર હાર તોડજો.

દોહરો.

૧૨ આ છો આશો આવીયો, આશો કીધો કેર;
એક વરસે વિતિ ગયું, પણ આપ ન આવ્યા ઘેર.

સખી આવ્યા દીવાળીના દીન, સર્વે વિલાસ છે;
દીલમાં રાખુચ્છું નીત, ને મનડુ ઉદાશ છે;
મારા કર્મ તણો એ વાંક, હરીથીરે છુટીયાં,
જનમો જનમનાંરે હેત, સેજ વાતે તુટીયાં.

ગાય સીખેને સાંભળે, જે આ બારે માસ;
હુંશથી વાંચે જે જન, તે ઇશનો દાસ.
વાંચો સર્વે સજનોને, પ્રભુ કેરા લાલ;
બેઉ કર જોડી વિનવેને, કહેછે ચમનલાલ.



## બારમાસી.

૧ કારત મહીને કંથ, કહોનેરે કયારે આવસે;
પ્રેમે જોતા તાં પંથ, સંદેસોરે કહાવસે;
કાગળ નાવ્યો કોઅરે; હરી વરના હાથનો,
એવો નાનડીઆસું સ્નેહ, બંધાઓપ્રીત સાથનો;

સાખી.

નેણે બાંધેલ નાથજી, કોસું કરી એ આસ.
વાલમ જોતાં વાટડી, વીતો કારતગ માસ;

૨ માગસર મહીને મંનતો, મહારૂં મળવા તણું,
દીવસે ન ભાવે અંનરે, કારણ રઘુવર તણું.
સુકાણાંરે સરીર, સનેહ લાગ્યો સાંમરે.

એવા વાહાલાછો નીરંચરલાલ, નયણે આંસુ ઝરે;

**સાખી.**

માગસર મહીને માવજી, રાતનવેરાણ જાય;
સેજ પધારો સાંમળા, તુંમ બીંન ઘડી ન સુહાય.

---

૩ પોસે તલપેછે પ્રાંણ, પેઉજીને કારણે;
ઘડી એક મંદીર માંહી, ઘડી બ બારણે;
નવસર જોબન જાયરે, બીજમાં ભુલી હું ભમું;
એવી કુડીરે કાંનુડાની પ્રીત, ઘેલી થઈ હું નમું;

**સાખી.**

કઠણ હૈયાના કાહાંનજી, ને આસો હંમપર રોસ;
અવશ સંભારી આવજો, વીત્યો મહીનો પોષ.

---

૪ મહા મહીને મોહનરે, મેલી મથુરાં ગયા;
અબળાનારે આધાર, લો ભાઈનેરે સુ રહ્યા;
જો જો એના કુળનીરે રીત, કુબજાને વહાલી કરી;
એવી ગોકુળીઆની નાર, સરવેને પરહરી;

**સાખી.**

મહા મહીને તો મંન માન્યાં, કુબજા સાથે પ્રીત;
ઊંચ નીચ જાણ્યાં નહી, જાદવ કુળની રીત.

---

૫ આવેલો ફાગુણ માસ, આવેલો દીન ફાગનો;

હરી છે કુબજાને મહોલ સંદેશો નાવ્યાં સાંમનો;
મંગાવો આ અબીલ ગુલાલ, કોના સંગે ખેલીએ;
એવા દુખના દાહાડા બચાર, આખેરા કેલીએ;

**સાખી.**

ફાગુણ ખેલન આવજો, ગોકુળ ગીરધરલાલ;
મથુરાંમાં લોભાઈ રહા, બ્રીજબાસી ગોપાળ.

---

૬ ચઈતર મહીનેરે ચંત, ચતુરભુજ ચોરીયાં;
બહુનાંમીરે બળવંત, કાળજડાં કોરીયાં;
સ્વામી વીનારે સણગાર, અંગે નાં આંણીએ;
એવા વાહાલાહો ગીરધરલાલ, મોનુ કેમ માંણીએ:

**સાખી.**

મેઠાં મેઠી વાતડી, હજુ ન પુગી આસ;
હાથ કરજોડી વીનવું, વીત્યો ચઈતર માસ.

---

૭ વઈસાખેરે વાલમ, અમને વાહાલા ઘણા;
અબળાનારે આધાર, જીવણ છોજી અમ તણા.
સુખ દુખ હોય સગ્રાર, સાંભળનેરે આ સખી;
એવા દુખમાં લખ્યારે વીજોગ, વીધાતાએ એમ લખ્યું.

**સાખી.**

વઈસાખે વંન મોરીઆ, મોર્યા ડાહાડમ દ્રાખ;
તેની રતે પીઉ આવજો, વીત્યો વઈસાખમાસ.

૮ જોતે આંખ્યોછે જેઠ, સાહેલી હવે શું કરૂ;
ન સુજે ઘરનુંરે કામ, ધારણ રૂદે કેમ ધરૂ.
રસીઆજીની હો રીત, રમાડયા છે રાસમાં;
એવી કુડીરે કાનુડાની પ્રીત, ભમાડયા હાશમાં.

## સાખી.

રૂપે મોહ્યા રાયજી, સાંમી અમારો શેઠ;
રંગનાંભી નાતા રઈએ, જીવણ વીત્યો જેઠ.

---

૯ આવેલો અસાડ માસ, ઘેલો મેઉલો ગાજીઓ;
કુણ લડાવે લાડ, મોહોલે નથી રાજીઓ.
સ્વાંત બુંદને કાજ, સ્વામી સુખ હું ધરૂં;
એવાં મધુરા તે બોલે મોર, બપઈઆ પીઉ પીઉ કરે.

## સાખી.

ઝરમર વરસે મેઉલા, ચોદસ ચમકે વીજ;
બાલાપનમાં બોલીઆ, ઘર અસાડી બીજ.

---

૧૦ સાવન મહીનેરે, સ્વાંમી અમને વહાલા ઘણા;
અબળાનારે આધાર, જીવણ છોજી અમ તણા.
જળ વીના તલપેછે મીન, સાંભળનેરે ઓ સખી;
એવું બળગી રહ્યું માહારૂં મંન, વીટાંણી વેલડી.

**સાખી.**

મીઠા મીઠી વાટડી, કહીએ આતમરામ;
નેણાંમાં લોભઇ રહ્યા, મન ન પામ્યાં વિશ્રામ.

---

૧૧ ભાદરવેરે ભુધર, ભરમાનંદ ભેરમાં;
ખાંટીલો ગીરધરલાલ, શોકલડીના ભેળમાં.
પહેલાં રમાડ્યાં રાસ, મોરલીએ મન હરેચા;
એવી કુડીરે કાનુંડાની પ્રીત, અમને ઘેલાં કરયાં.

**સાખી.**

મળીએરે આપણ બેઉ જણાં, મળીએ ઉરા ઉર;
મંદીર પધારો માવજી, ભાદરવો ભરપુર.

---

૧૨ આવીઓ આસોરે માસ, અલબેલો ઘેર આવીઆ;
એવા પુરા થયા બારે માસ, મારે મન ભાવીઆ.
હઇડે હરખ ન માય, સ્વામી રઘુનાથને;
એવાં ઘેર ઘેર મંગળ ગાય, ઓછવ હરી સાથને.

**સાખી.**

દીવાળીને દહાડલે, દીવડલે અજવાસ;
કરજોડીને કૃસ્નજી, કહેછે ઉતમદાસ. ૧૨

---

**માહાદેવજીના મહીના.**

૧ કારતકે કીરતી બહુકરીયે, ભોળાનુ ધ્યાન રૂદે ધરીએ,

ભોળા દેખી ભવસાગર તરીયે, આવો હરી શીવશંકર ભોળા.
ભોળા હાથે ભસ્મતણા ગોળા, ભોળાને માથે ફુલડાના તોરા;
આવો હરી શીવશંકર ભોળા ટેક.

૨ માગસરે માહા મંગળ કારી, શીવે શુંધ લીધી હમારી;
ભોળા નામ ઉપર બલીહારી. આવો૦

૩ પોષેતો પ્રાણ થકી પ્યારા, કાનવરને ન મુંકું ન્યારા;
ભોળારે શંભુ આંખ્યોથી પ્યારા. આવો૦

૪ માહેતોવસંતઆ૦યોરેગવરી,કેલાઆઅબીલગુલાલઘોળી;
ભોળારે શંભુ ખેલેછે હોળી. આવો૦

૫ ફાગણે ફાગ ખેલું હરશું, શંકર મારી બાંહ્ય ઝાલો તરશું;
ચાલો હોળી ખેલીયે શંકર શું. આવો૦

૬ ચઈતરે ચીત ચરણે લાગ્યું,ભોળા શંભુ થળ કરી સ્થાપું;
શંકર મારા રૂદીયામાં રાખું. આવો૦

૭ વઈશાકે વાર લાગી તમને, નરખવાની હુંશ ઘણી અમને;
ભોળા શંભુ શું કહીએ તમને. આવો૦

૮ જેઠની જુગતી બની સારી, નારી પેહેરે કસુંબલ સાડી;
ઝટામાં ગંગાજી પ્યારી. આવો૦

૯ અસાડેતો બહુ ગડગડીઆ મેઘ, મોરલીયો તો કરે નયણા
શું નેહ; શંકર મારા કરમે લખ્યા કરો મેટ. આવો૦

૧૦ શ્રાવણે શીવનીબની સોભા,ચાલોરે સખી સોમેશ્વર જોવા;
ભોળારે દેખી ભવ દુઃખડા ખોવા. આવો૦

૧૧ ભાદરવેતોભોગતણાભોગી,અરધે અંગેઉમીયાશીવજોગી;

મારી શુધ લેજો તમે જોગી. આવો૦
૧૨ આસોએ તો અંગે ઉઠી અગ્ની, નથી રે જાતી કેમે કરી,
રજની શંકર વીનાં શું કરીયે સજની. આવો૦
૧૩ કોને સખી અહિક માસ આવ્યો સર્વે સખીઓને મન ભાવ્યો
તારો રે ગુણ રણછોડે ગાયો, આવો હરી શીવશંકર ભોળા;
ભોળાને હાથે ભસ્મ તણા, ગોળા ભોળાને માથે ફુ-
લડાના તોરા; આવોરે હરી શીવશંકર ભોળા.

---

### પંદર તથો. ૧

વારી જેને રાખે રઘુનાથ, તેને કોણ મારેરે;
મારા ભગત વત્સળ ભગવાન, પોતાનું બ્રદ પાળેરે, ટેક.
સખી પડવે તે પુરણ પ્રેમશું, ધરીએ મનમારે;
રામ લક્ષ્મણ હોનું ભાઇ, ચાલ્યા શ્રી વનમાંરે. વારી૦ ૧
સખી બીજે ચડાવ્યાં બાંણ, ચાંપી મેલ્યાં સરણેરે;
રાજન જનકના કુંવરી, રઘુવર પરણેરે. વારી૦ ૨
સખી ત્રીજે ત્રીરભોવનરાય મરઘ લાવ્યા મારીરે;
તેનો કંચવો શીવડાપ સોભે, સીતા નારીરે. વારી૦ ૩
સખી ચોથે સુની મડીમાંહ, લક્ષમણ ગાજેરે;
સીતાની મડીમાંહ, કડાકડ વાગેરે. વારી૦ ૪
સખી પાંચમે પ્રભુએ આપ, ધનુષ બાંણ ધરીયાંરે;
જેનું રૂદન કરે રઘુવીર, સીતા કોણે હરીયારે, વારી૦ ૫
સખી છઠ તે સોળ સણગારે, સીતાજીએ સજીયારે;

જેના રૂડીપાંમાં વશીપલ રાગ, ભાવે કરી ભણ્યારે. વારી૦ ૬
સખી સાતમે કીધો સનેહ, કે આધર સાથેરે;
મેળવ્યાં માંકડલાં ને રેંછ, શી રઘુનાથેરે વારી૦ ૭
સખી આઠમે અબળાની વારે કે, રામચંદ્ર રાજારે;
ઝાલી લાવ્યો રાવણ કેરાં બાણુ કે, આધરચા ઝંઝારે. વારી૦ ૮
સખી નોમે તે નરહર રથ, સીતા કોઈ લાવોરે;
તેવું સકળ સભામાં રાંમ, બીડું ઝડપા વોરે. વારી૦ ૯
સખી દસમે દીધી ખબરો કે, હનમાંન જતીરે,
બેઠા આશો પાલવને ઝાડ, જુવે સીતા સતીરે. વારી૦ ૧૦
સખી અગીઆરશે આશા, કે વરઘની સોતારે;
ફેરચાં ફેરચાં જાંબુવન, હનુમાન જીત્યારે. વારી૦ ૧૧
સખી બારસે બાંધી પાળ કે, પથ્થર તારચારે;
સીતાની લેવા સુધ્ધ, કે રામ શીધાવ્યારે. વારી૦ ૧૨
સખી તેરસે તળ હળ વ્રત, મનોહર રાંણીરે;
આવી ઉતરચા પેલે પાર, મૈ સાગર પાણીરે. વારી૦ ૧૩
સખીચોદસે શ્રીરામ, લંકાગઢ ઘેરચોરે;
મારચો મારચો લંકાપતી રાય, વીભીક્ષણ ભેટ્યોરે. વારી૦ ૧૪
સખી પુનમે પરીબ્રમ, અયોધ્યામાં આવ્યારે;
રામ લક્ષ્મણ દોનું ભાઈ, સીતા ઘેર લાવ્યારે. વારી૦ ૧૫
સખી પંદર તથો પુરણ જે કોઈ ગાશેરે;
ગાશે ગાશે નરસીપાનો દાશ કે, વૈકુંઠ જાશેરે. વારી૦ ૧૬

પંદર તથો. ૨

સખી પડવેના પડાયા પંથ, નાથજી ના આવ્યારે;
એવા કઠણ થયા માહારાજ, સંદેસા નાં કાવ્યારે. ૧
સખી બીજે બીજી વાત, કોને કહીએ રે;
જેનો નાવલીયો નીરધાર, વ્યાકુળ રહીયે રે. ૨
સખી ત્રણ ભોવનનો નાથ, ગયા મને મેલીરે;
મારી બુડંતાંની કુણ, ઝાલે બાંહ્ય, હરીવર બેલીરે. ૩
સખી ચારેના વાયા વાય કે, ઉડયાં જાઇએરે;
ગોકળીયામાં હોય ગોવીંદ, તેની આથે રહીએરે. ૪
સખી પંચ મળીને વાત, કહું છુંજી તમનેરે
નથી વેઠાતો વીજોગ, વીખ ખાઇ મરીયેરે. ૫
સખી છઠીના લખીયા લેખ, ટાળ્યા નવ ટળેસેરે;
વીધાત્રીએ લખીઆ લેખ, ફેરવ્યા નવ ફરસેરે. ૬
સખી સાતમે પકવાન; જોયાની છે આડીરે;
મારી બુડંતાની કુણ ઝાલે બાંહ્ય, હરીવર બેલીરે. ૭
સખી આઠમે આણંદ, બહુ રંગ રાતોરે;
મોરલીયોનાં મધુરાં ગીત, ગીરધર ગાતોરે. ૮
સખી નુમે રહ્યા વ્રીજમાંહી, હરીને પગલેરે;
મારો વાલોજી આવશે ઘેર, જમીશું ઢગલેરે. ૯
સખી દશમે એકે દેસ, સુજે નહી હમનેરે;
આંખે આંસુડાની ધાર, શું કહું તમનેરે. ૧૦
સખી એકાદશીનાં વ્રત, હરી અમે કરીયાંરે;

વાસુદેવના બાંધ્યા બંધ, શ્રી કૃષ્ણ અવતરીઆરે. ૧૧
સખી બાળા તે પણની પ્રીત, હરીએ તોડીરે;
પેલી કુબજાની સંગે સ્યામ, રહ્યા કરજોડીરે. ૧૨
સખી તેરશે ત્રીભોવનરાય. મંદીરઆવોરે.
હરી પુરાં પ્રેમના જળ, પ્રભુ તમે પાવોરે. ૧૩
સખી ચઉદશે હમારૂં ચીત, વ્યાકુળ થાયરે;
તમ વીના ઘડી પલ એક, રહ્યું નવ જાયરે. ૧૪
સખી પુનમે જાણી પ્રીત સનમુખ રહેજોરે
તમેઓચીંતા માહારાજ, દરસન દેજોરે. ૧૫

---

## પંદર તથો. ૩

આ શો રૂડો બનસીવટનો ચોક કે, મળી મહી વેચવારે લાલ,
મારગ મળીયા મારા નાથ કે, મુજને આંતર્યારે લાલ;
ફોડ્યાં મારાં મહીનાં માટ કે, ગોરસ મારાં ઢોળીયાંરે લાલ,
ગોપી ચાલી નંદ દરબાર કે, ગોકુળ ગામનીરે લાલ;
વારો જશોદા તમારો કહાન કે, નીત આડી કરેરે લાલ,
ફોડ્યાં મારાં મહીનાં માટ કે, ગોરસ મારાં ઢોળીયાંરે લાલ;
જસોદાને ચટકે ચઢીછે રીસ કે, લટકે નીસરયાંરે લાલ,
હાથમાં લીધી કરેણાની સોટી કે, કૃષ્ણ કદમ ચડ્યારે લાલ;
ઉતરો ઉતરો માહારા બાળ કે, કહું એક વીનતીરે લાલ,
માતા જસોદા તમારી આંણ કે, ગોપી સરવે જુઠડીરે લાલ;
પડવે પાતલીયા માહારાજ કે, મારે મન ભાવીયારે લાલ,

બીજે બાળક બોલે બોલ કે, મેં સમજાવીયારે લોલ;
ત્રીજે ત્રણભોવનનો નાથ કે, મોતીડે વધાવીયારે લોલ,
ચોથે મથુરા ચંચળ નાર કે, હરીને બોલાવીયારે લોલ.
પાંચમે પગલાં ભરજે પ્રેમ કે, મારે મંદીર આવજોરે લોલ;
છઠે છોગાળા ભગવાન કે, ભગતને તારજોરે લોલ.
સાતમે શબ્દ કરી માહારાજ કે, વંદ્રાવંનમાંરે લોલ;
આઠમે જનમ ધરયો માહારાજ કે, ગોકુળ ગામમાંરે લોલ.
નુમે નરત કરે માહારાજ કે, નંદજીને આંગણેરે લોલ;
દશમે મારયો મામો કંસ કે, નંદજીને એટડેરે લોલ.
એકાદશી પરણી લાવ્યા નાર કે, સતભામા વહુરે લોલ;
બારશે રાસ રમ્યા માહારાજ કે, વ્રંદ્રાવનમારે લોલ.
તેરશે ધન ધુવે વ્રીજનાર કે, ગોકુળ ગામનારે લોલ;
ચઉદશી ચઉદ ભોવનનો નાથ કે, મોતીડે વધાવીયારે લોલ.
પુનમે પુરી મનની આશ કે, હરી ગુણ ગાઈ વલ્યારે લોલ;



## ગરબીઓ.

### ગરબી. ૧

ધન ધન ગોકુલની વ્રીજનાર કે, ચાલી મહી વેચવારે લોલ;
આસો નંદ તણો નંદલાલ કે, મારગ રોકી રહ્યોરે લોલ;
એટલે ગોવાલણી ચાલી ઘેર કે, માતાજીને પુછવારે લોલ;
માતાજી આસો તમારો કહાનકે, આસ્યો લાડકોરે લોલ;
હમારાં ફોડ્યાં મહીનાં માટ કે, ગોરસ શઉ ઢોળીયાંરે લોલ;

માતાજીને મટકે મઢી છે રીસ કે, લટકે નીસરચાંરે લોલ;
માતાજીયે સોટી ભાગી લીધી કે, કાહાનજીને મારવારે લોલ;
કાંનો મારો ચઢ્યો કદમને ઝાડ કે, ત્યાં સંતાઈ રહ્યોરે લોલ;
ઉતરો ઉતરો મારા કાહાન કે, કહું એક વીનતીરે લોલ;
માજી હમે બંસીવટને ચોક કે, ગૌ ધન ચારતારે લોલ;
પેહેલીએ કરી નયણાંની સાન કે માજી હમે ત્યાં ગયારે લોલ;
બીજીએ મરડી હમારી બાહ્ય કે, અંગુઠી ત્યાં ગઇરે લોલ;
ત્રીજીએ તાંણી બાંધ્યા હાથ કે, ચોથીએ ચુંટી ખણી રે લોલ;
મેડી એ બેઠા મગન લાલ કે ગરબી ત્યાં કરીરે લોલ;



## ગરબી. ૨

મહારે ઘેર આવો નંદલાલા:
ક્યારની ઉભી કરૂંછું કાલારે વાલા. મહારે. ટેક.
ગઈતી રે હુંતો ગાવલડી દોવા;
સુંદીર મુખ શ્યાંમ તણું જોવા. મહારે. ૧
વાલોરે મારો ડોલણ થઈ ડોલે;
બોલાવ્યા પ્રભુ અમ સંગે નવ બોલે. મહારે. ૨
વાલોરે મહારો હૈયાઆની હીરા કણી;
તમારાપર પ્રીત મને છે ઘણી. મહારે. ૩
ભગારે બેસી ભોજનીઆં જમતાં;
હવે રે તમને સેએ નથી ગમતાં. મહારે. ૪
કડવાં રે તમને કોણે કહ્યાંરે વચન;

વાહાલારે મારી આંખડલીના સમ. મહારે. ૫
પગરે ચાંપી ચાકરીઓ કરતાં;
વહાલમ તારી મરજીમાં રહેતાં. મહારે. ૬
રોઈ રે રોઈ આંખલડી રાતી;
કયાં ગયોરે મારો જન્મ તણો સાથી. મહારે. ૭
આવીછે મારા મનમાં ઉદાસી ઘણી;
ખાવાને મેતો કાઢીછે હીરાકણી. મહારે. ૮
ઘેલીરે થઈ ગોકુળમાં ભમતી;
બીજારે કોઈને સંગ નથી ગમતી. મહારે. ૯
કપટીરે લોકે ભમાવ્યા તમને;
ત્યારે તો તમે મેલી ચાલ્યા અમને. મહારે. ૧૦
મલ્યારે મહેતા નરસીના સ્વાંમી;
ગોપીઓ સરવે આણંદ પાંમી. મહારે. ૧૧

---

## ગરબી. ૩

ગોકુળીએ લેઈ ચાલો રે ઓધવરાજ હમને;
નાંનાં હતાં ત્યારે લાડ લડાવ્યાં, મોટાં થએ
વીસારયાં રે ઓધવ ટેક. ૧
ફુલના પછેડા ઓઢાડયારે હમને, ખેંચી ખેંચી શી-
દ લ્યોછોરે ઓધવ. ૨
થોડા થોડા જળમાં માંછલીયો રે તળપે, ઘડીક પલક
જીવ જાયરે ઓધવ. ૩

ઊંડા કુવામાં ઉતારયાં રે હમને, વરત વાઢી શીદ લ્યો-
છો રે ઓધવ. ૪

આંણી પાર ગંગા ને પેલી પાર જુમનાં, વચમે ગોકુળીયું
ગામરે ઓધવ. ૫

દુખની વાતો તે કોનીરે આગળ કહીએ, કુવે પડી
અમે મરીએરે. ઓધવ. ૬

ઘરમાં સુનાં મને નીંદ્રા ન આવે, ભુત ભડ
કાવી જોને મારેરે. ઓધવ. ૭

દુધના પ્યાલારે રાણીને રે પાયા, વખડાં ઘોળી ઘોળી
પાવછોરે. ઓધવ. ૮

રાધા સરખી તને નાર મળીછે, કુબજા સંગે કરી
પ્રીતરે ઓધવ. ૯

---

## ગરબી. ૪

સારૂં સારૂંરે સુરત શેહેર, મુંબઇ અલબેલી;
માંહે બાલાજીના મેહેર, મુંબઈ અલબેલી.
સાત માળની હવેલી ચણાવીને, ત્યાં બેઠાં શેઠાણીરે;
ચાકર મેહેતા મજલે ચાલે, વાણીપાની બઈપર રાણી. મું૦
મુંબઈની રાણી સઉ ઠકરાણી, બેડલે ન લાવે પાણીરે;
કાવડીઆ પાણી ભરી લાવે, સઉ શેઠાણી મહાલે. મું૦
મુંબઈમાંતો કલ્લાં સાંકળાં, કાંટલીનો નહીં પારરે;
મુંબઈ ગામના શેઠીઆઓને, દેવાળા કહાડતાં નહીં વાર. મું૦

સુરતનીતો સાડીઓને, કંઇ ઉપર કસબી કોરરે;
મુંબઇ ગામના કાપડીઆને, કોઇ મ દેશો ખોડ. મું૦
મુંબઇમાંતો ગાડીઓ ઝાઝી, બગીચોનો નહીં પારરે;
ચાર વાગે લોક ગાડીએ બેસી, વાડીઓ જોવા જાએ. મું૦
મુંબઇનીતો મારકીટમાં કંઇ, અમીચંદ સુખડી વેચેરે;
તેથી દીવનો હલવો સારો, સઉ લેવા મન વાએ. મું૦
મુંબઇમાંતો ચાર રસ્તા, ચારેના જુદાં નામરે,
મોટો રસ્તો ઘરનો કહેવાએ, ભીંડી બજારમાં જાએ. મું૦
મુંબઇમાંતો સરવે સુખને, ત્રણ પાંતીનું દુઃખરે;
ભાડું મોંઘું બળતણ મોંઘું, બંદરે જવાનું મોટું દુઃખ. મું૦
મુંબઇમાંતો બીડલાં ઝાઝાં, માંહે સોપારીનો કટકોરે;
સો વરસની ઘપડી બાઇડી, તોએ ન મેલે લટકો. મું૦
અમદાવાદના હરામજાદી, ભરૂચની ખોટારી;
વડોદરાની ઊંચી નારી, સુરતની બલીહારીરે. મું૦



## ગરબી. ૫

જોયું જોયુંરે કોલાપુર શેહેર, વડોદરૂં બહું સારૂં. ટેક.
કોલા પુરની ઊંચી હવેલી, વડોદરાના મેડારે;
શાંજ સવાર ઘોડા ફરવા નીશરે, છત્રપતી માહારાજ વડો૦
કોલાપુરના આઠ બજારને, મોટું બજાર હટવારૂરે;
તરેહ તરેહના વેગણ વેચાએ, ભાજીનો નહીં પાર વડો૦
કોલાપુરના છ દરવાજા, ને ટંકારખાનું ઊંચુરે;

એ બાજુએ બે હાથી ઝૂલે, શોભાનો નહી પાર. વડો૦
કોલાપુરના બજારમાં કંઇ, લંગોટીઆ બહુ અવેરે;
લંગોટીપાને પાલવેનપડીએ, ભગત લેઇ જાએ ઘેર વડો૦
કોલાપુરનું મોટું દેહેર, મહાલક્ષ્મીનું કેહેવાયરે;
દેશ દેશના બ્રાહ્મણ આવે, પુજનનો મહીમાય. વડો૦૨૦



## ડીસા કાંપની ગરબી. ૬

જોયા જોયારે સરવે ક્યામ્પ, ડીસા ક્યામ્પ રંગીલો;
રૂપ રંગીલો છેલ છબીલો, અલબેલો અતી સારોરે;
સીધેશ્વરીનાં દરશન કરતાં, સફળ થાય જનમારો.
ડીસા કાંપ રંગીલો ટેક.

ડીસા ક્યામ્પના બાર પીલરછે, તેમાં રચના ભારીરે;
પશ્ચિમે બનાસ નદી ત્યાં, નાહાવા જાય નરનારી.
ડીસા કાંપ૦ ૧

મધ્ય ચોક મેદાંન કહાવે ને, તે મધે માલ વેચાયરે;
અનાજ કરીઆંણું મેવા મીસરી, ત્યાં ઘણી મુલવાય.
ડીસા કાંપ૦ ૨

પશ્ચિમ દીસા સલીતાની ત્રટે, બાગ બગીચા લેહેકેરે;
આજુ બાજુએ બીજા ઘણાછે, પુષ્પ સુગંધી બહેકે.
ડીસા કાંપ૦ ૩

ધર્મસાળા ને ધર્મ કુવો એ, બે સાંમા સાંમીરે;
તે આગળ ચોગાંન છે ફરતું, તેમાં નહી કાંઈ ખાંમી.

ડીસા કાંપ૦ ૪

રેજીમેન્ટને ગન્‌ગૂપ છે, તેમાં ગોરા લોકરે;
યુધ કરવામાં સુરા પુરા, ન ધરે મનમાં સોક.

ડીસા કાંપ૦ ૫

રસાલો ને પલટણ પડઘમની, સોભા સહુથી સારીરે;
બારમાસે જનરલ પ્રેટ ત્યાં, જોવા મળે નર નારી,

ડીસા કાંપ૦ ૬

એમ અનુક્રમે ચાર ખાતાં ને, તેમાં ઓફિસર ભારીરે;
યુરાપીયન ને નેટીવ લોકો, અક્કલ તેની ન્યારી.

ડીસા કાંપ૦ ૭

માજીસ્ત્રેટની કોર્ટ ત્યાંતો, મુકરદમા ચુકવાયરે;
ફોજદારી કેસ પ્રથમ ચુકવી, પછે દીવાની થાય.

ડીસા કાંપ૦ ૮.

ર્માલ કાઝ ને ફોજદારીનું, બંને કરેછે કામરે;
હાલમાં તો આકટીંગ છે પોતે, મેજર ધસેપેન નામ.

ડીસા કાંપ૦ ૯.

એઉ સાહેબને હુંસ ઘણીછે, સુધારો કરવા કેરીરે;
પ્રાતઃકાળે ઉઠે એવા, કાંપમાં મારે ફેરી.

ડીસા કાંપ૦ ૧૦

ફરતાં ફરતાં સરવે જુવેને, પછે બંગલે જાયરે;
એકફાઈટથી પરવારે કે, વખ્ત કોર્ટનો થાય.

ડીસા કાંપ૦ ૧૧

નદી કીનારે ઝુરાં બાજરૂ, તે મધે સહુ જાયરે;
ફરતી કાંટાની વાડછે પણ, બે આદમ બેસાય.

ડીસા કાંપ૦ ૧૨

પશ્ચિમ દીસા નદીને રસ્તે, ઢગ કચરાના થાયરે;
તેમાંથી દુરગંધ આવે, તે જનથા નવ સહેવાય.

ડીસા કાંપ૦ ૧૩

લોક હીતને અર્થે તમે, અરજ સુણજો માહારીરે;
કેન્ટોન મેન્ટના અધીકારીઓ, બે વાનાં લેસો સુધારી.

ડીસા કાંપ૦ ૧૪

ડીસારે કાંપની રૈયત સરવે, એક વાતે અકળાયરે;
ક્રીનસીપલ ને જીલ્લાકોર્ટ, વીનાં તે દુઃખ થાય.

ડીસા કાંપ૦ ૧૫

સ્થાવર ને પાંચસેં ઉપર, દાવા સુણે નવ કોયરે;
કાયદાથી મુદત વીતે ત્યારે, વાદી બીચારા રોય.

ડીસા કાંપ૦ ૧૬

તે માટે હું કરગરી કહુંછું, નાંમદાર અધીકારીરે;
જો પ્રજાનું દુઃખ જોણો તો, ગવર મેન્ટ લેજો વીચારી.

ડીસા કાંપ૦ ૧૭

ગ્યાસુદીન ત્યાં ફોજદારછે, સ્વભાવમાં બહુ સારારે;
હળી મળી સરવેથી ચાલે, નવ રહે કોથી ન્યારા.

ડીસા કાંપ૦ ૧૮

મુલશંકર મહેતાજી કહાવે, ચાવડી પુંઠલ ધાંમરે;

ફોજદારીને દીવાનીની એ, બંને કરેછે કામ.

ડીસા કાંપ૦ ૧૯

નાંહાના ભાઈ શેઠ બહુ પુંનવંતા, હાલછે તેમના તંનરે;
વલી સગાં કુટંબી સરવે એવુંજ રાખજો મંન.

ડીસા કાંપ૦ ૨૦

ચીતરને ઘડીઆલ કરે વલી, દવા ગરીબને આપેરે;
ઉગરચંદને વાહાલજી બંને, દરદીનાં દુઃખ કાપે.

ડીસા કાંપ૦ ૨૧

હુનરમાં કાંઈ કમી નહીં ને, બે ભાઈની છે જોડરે;
એક બીજાનો હુકમ ઉઠાવે, નહીં ખાંપણ કે ખોડ.

ડીસા કાંપ૦ ૨૨

નેસ્તી ને તંબોલી કહાવે, ગાંધી રોસી ને વણીકરે;
ઘાંચી મોચી સોની સરવે, દરજી ઠીકા ઠીક.

ડીસા કાંપ૦ ૨૩

એવા અનેક વેપારી વસે ત્યાં, સું કહું તેનો સારરે;
જીભ્યાથી વરણવ કરૂં તો, કેહેતાં નાવેપાર.

ડીસા કાંપ૦ ૨૪

માહા માસે કૃષ્ણપક્ષમાં, સીવરાત્રી કેવાયરે;
ઉત્તરદિશામાં સોનેશ્વરનો, મેળો ત્યાં ભરાય.

ડીસા કાંપ૦ ૨૫

સાવણમાસમાં સઉથારે મહોટી, જન્માષ્ટમી કેવાયરે;
સીધેશ્વરીનાં દરસન કરવા, ડીસામાં સઉ જાય.

ડીસા કાંપ૦ ૨૬

સ્વંત ઓગણી એકત્રીસના, શ્રાવણ વદની ત્રીજરે;
ગુરૂવારે ગરબા જોડી, સજ્જન પામ્યા રીજ.

ડીસા કાંપ૦ ૨૭

ડીસારે કાંપમાં જન્મ ધરચો, હાલ અમદાવાદ મુંકામરે;
સજ્જન સુભેચ્છક મંડલીના સાથી, કેહેછે ઉતમરામ.

ડીસા કાંપ૦ ૨૮

---

## ગરબી ૭

તમે કયાં રમીઆવ્યાં રાશ, પ્રીતમ બેલોને;
કેમ જાગ્યે વેરણ રાત, પ્રીતમ બોલોને. ટેક૦
સાસુ હઠીલી મોરી નણંદ ઠગારી,
દીઅરીયો દેછે ગાળ, પ્રીતમ બોલોને, તમે૦ ૧
શોકલડી મુજને સંતાપે;
મોરી નણંદ ઠગારી નાર પ્રીતમ બોલોને, તમે૦ ૨
પીતાંબર તમે કયાં વીશારીઆં,
કંઈ પેહેરયાં નવરંગ ચીર, પ્રીતમ બોલોને. તમે૦ ૩

---

## ગરબી. ૮

રાતલડી કોની સંગે જાગ્યાં,
ઘાયલછોજી નેણ બાણ કેઈનાં વાગ્યા રાત૦ ટેક.
વાંકલડું તમ સામું કેઈએ જોયું,

મોહન છોજી કેઈ મોહનીએ મન મોહ્યું;
કેઇ પ્રાણ પ્યારીએ ચીત પ્રોયું. રાતલડી૦ ૧
ભલારે ભગવંત વચનના સાચારે,
કહોને કાલે કેઈ વહાલાના એ વાચા;
તુરતના તુરત જણાયાછો કાચા. રાતલડી૦ ૨
જુઠાનો તંત ન કરીએ ઝાઝો,
બોલ બોલી શકતા નથી કાંય સાચો;
જુઠા સમ ખાતા લગાર ન લાજો. રાત૦ ૩
હારનાં ચિન્હ દેછે ઉરરેખા,
અંબર પર દીસે છે અંજન રેખા;
મળી મળી જાય છે નેત્રનિ મેખા. રાત૦ ૪
રમ્યા જે શું રજની તે લાગી અમોલી,
ભુલે તેનું નામ જવાયે છે બોલી;
તેના સમ તમને કહો દિલ ખોલી. રાત૦ ૫
શ્રિમંત છોજી આવો લગારેક પોઢો;
પલોટુ પાય મટે શ્રમ થોડો;
આંગણીએ ઊભા આળસ શીદ મોડો. રાત૦ ૬
રાખ્યું મુખ પ્રસન્ન રૂદેમાં દાબી,
જશે ખશી વસ્તુ અમુલ્ય લાધી;
સમજણી શામાયે લીધું કામ સાધી. રાત૦ ૭
નેહનાં નેત્ર અન્યો અન્ય મળીયાં,
ટલ્યાં દુઃખ સુખ સિંધુમાં ભળીયાં;

દયાના પ્રીતમ પેઉ પલંગપર ઢળીયાં. રાત૦ ૮

## ગરબી. ૯

વાંસલડી વાગીને હું તો જાગી,
સખીએ વેણ વેરણ થઈ લાગી. વાંસલડી ટેક.
એના સ્વરે મુજ ઉર આવી વીંધ્યું,
તજી લોક લાજ કારજ સર્વ સિધ્યું;
કામણ મને કાનુંડાએ કીધું. વાંસલડી૦ ૧
વાંસલડી વાંસ તણો છે કટકો,
લાગ્યો મુને અંતર એનો ચટકો;
મોહી હું તો મોહનનો જોઈ લટકો. વાંસલડી. ૨
મોહી હું તો મોહનનું મુખ જોઇ,
વહાલુંરે મુંને લાગે ન બીજુ કોઈ;
જીવું હું તો જીવણજીને જોઇ. વાંસલડી ૩
ઘરમાં મુને કામ ન સુઝે કાંઇ,
અદેખા લોક કરે અદેખાઈ;
વાલા મારા બળિભદ્રજીના ભાઈ. વાંસલડી૦ ૪
સાસરીઆમાં સાસુજી ઠપકો આલે,
નણદી મારી બોલે બોલે ઘણું બાળે;
માત મારા પ્રભુજી વિના નવ ચાલે. વાસલડી૦ ૫
મંત્ર ભણી મોહને મોરલી વગાડી,
વાલે મારે વેરીની ગરજ સારી;

ઘેલી કરી સંસારમાં થકી કાઢી· વાંસલડી. ૬
આ જોને એની જમુનાને ઘાટે,
મોહન મેં તો દીઠા હુતા મધ્યરાતે;
મિઠિ મોરલી વગાડી દીના નાથે. વાંસલડી. ૭
પીળાં પીતાંબર પેરયાં કાહાને,
કુંડળ કાંઈ ઝળકે હરિને કાંને;
ભુદરજી સોભે છે ભીનેવાને. વાંસલડી. ૮
વાંસલડી દયાંના પ્રીતમની પ્યારી;
વાગી એતો ત્રણ લોકમાં ન્યારી;
વ્યાકુળ કરી દીધી સકળ વ્રજનારી· વાંસલડી· ૯
વાંસલડી તો હેત કરી કોઇ ગાશે,
તેની તો ભવની ભાવટ ભાગી જાશે;
દયાના પ્રીતમ આવે સુખ થાશે· વાંસલડી૦ ૧૦



## ગરબી. ૧૦

મુકોરે મોહન મારી માટલી, મરાં મહીડાં ઝલકાય;
ભીજે છે નવરંગ ચુંદડી, કાના લાગુ તુને પાય. મું•
હાથે ગેડીને પગે પાવડી, કાહના મત કરો ઠાઠ;
મારગ મુકીને રમો વેગળા, ખાશો મારા મુખડાની ગાળ· મુ•
ગોપીઓ સરવે ટોળે મળીરે, ચાલી મથુરાની વાટ;
મારગમાં મીલ ગયો કાહાનજી, મારાં મહી લુટી ખાય. મું૦
સોના તે કેરૂ મારૂ બેડલું, ઇઢાંણી રતને જડાવ;

પાણી ભરે છે રાધા પાતળી, ઘડુલો ઉતારો માહારાજ. મુ૦
કેવારે રાધાજીનો ચોટલોરે, જાણે કાળુડો નાગ;
મેડીએ બેસીને સીસ ઓળતાં, કોટે મોતીની માળ. મુ૦
ઝીણી ખજુર ઝીણી વેલડીરે, ઝીણી ઘુઘરમાળ;
બેઠનવાળીરે રાધા પાતળી, રથ હાંકો માહારાજ. મુ૦

## ગરબી. ૧૧

હરે નહી આપુ હો નંદનાલાલરે, મહીડાં મારાંરે;
વલગોમાં વીઠલ રાય, નોય મહી તારાંરે. ૧
માહારે માંથેછે ગોરસ ભારરે, સમજો લેખેરે;
પાતલીઆ પાલવ મેલ, દુરીજન દેખેરે. ૨
તમે નીરલજ નંદ કુમાર, અમે નહી એવાંરે;
કાંન તારેને મારે આજ, થાય જોઆ જેવાંરે. ૩
જીત્યા જીત્યા છો જુગદાધાર, ગોપીઓ હારીરે;
મલ્યો કાંન પુરીનો નાથ, સદા બ્રમચારીરે. ૪
માહારા હરી હઇઆ કેરા હારરે, હેત કરી ભાખુંરે;
મને વાહાલમ ઉપન્યુ વાહાલ, નેણાંમાં રાખુરે. ૫
મારા સવલા લખીઆ લેખરે, આ વર પાંમીરે;
શદા રેહેજો રૂદેમાં આજ, ગોવિંદના સ્વાંમીરે. ૬



## ગરબી. ૧૨

અલબેલાજી આવો મારી શેરીએ, નંદના નંદલાલા;

અમે મુખડું તમારૂં નાહાલીએરે, નંદના નંદલાલા, ૧
જાદવરાય આવજો રેલતારે, નંદના નંદલાલા;
રએ મંદીર અમારૂં ભુલતારે, નંદનારે નંદલાલા. ૨
હજી માહારી શોકને ઘેર જાઓ ડોલતારે નંદના નંદલાલા;
પ્રભુ અમારી સંગાથે નથી બોલતારે, નંદના નંદલાલા. ૩
માહારે પેહેરણ પીલી ઘાટડીરે, નંદના નંદલાલા;
અલબેલાજી જોઉ તાહારી વાટડીરે, નંદના નંદલાલા. ૪
માહારા શણગારનો રાખજો રંગરે, નંદના નંદલાલા;
અમે રમીસુ મોહન શંગરે, નંદના નંદલાલા. ૫
રણછોડને મનડે ભાવીઆરે, નંદના નંદલાલા;



## ગરબી. ૧૩

સહીયેર શું કરૂરે, જીવણ મલીયો જમુનાં તીર;
જળમાં જે રમેરે, નથી ભરવા દેતો નીર.
સઉ જન દેખતાંરે, હશીયે ઝીચાં મારાં મુજ.
હું હળવી પડીરે, આ શું સામળીયાનું સુખ.
ગોકુળ ગોપીયોરે, જુવો ધુતારાના ઢંગ;
ઓછો ઉલવ ભરચોરે, અમને કરવા આવ્યો આલ;
એને કોણ કહી શકેરે, દમતો આવે છે નાદાન.
વારયું નવ કરેરે, મદ ભરયો મોહન મનાય.
જુગમાં જુગતેરે, રહેશે ભુદરજી ભરપુર;
રણછોડ રસીલીઓરે, નીત નીત હેડે નરખતો નુરે.

## ગરબી. ૧૪

સુણ સાહેલડીરે, મારે નંદ કુવર શું નેહ;
જાણું શું કહુંરે, માહારે પ્રાણજીવન ધન તેહ. ૧
હાર હઈયા તણોરે, માહારો કાળજડાના કોર;
મસ્તકના મણીરે, માહારો ચીતડા કેરા ચોર. ૨
ઊર લપટાવીએરે, એ પર આવે એવુ વહાલ;
સહિયર શું કરૂંરે, મ્હોટુ સાસરીયાનું સાલ. ૩
આજ મુને. એકલોરે, મારગ જાતાં મળીયો કહાન;
મુખ બોલ્યો નહીંરે, કીધી આંખલડીમાં સાન ૪
હું સમજી ગઈરે, મુજને તેડી વંદ્રાવન;
કહે સખી કેમ કરૂંરે, તાલી એથી લાગી તન. ૫
શા મસે સંચરૂંરે, મુજને સુજે નહી કંઈ પેર;
જાણીં જો વણ કહેરે, આવી ઊત્તર દઊંસો ઘેર. ૬
એક ઉપાય છેરે, જોતું આવે મુજ સંગ;
જઇએ મહી વેચવારે, રમિએ રસીયાજીશું રંગ. ૭
અન્યો અન્ય મળીરે, ચાલ્યાં સહિઅર કેરે શાથ;
હોશ હૈયા તણીરે, પોહોંચ્યો મળ્યા દયાના નાથ. ૮

---

## ગરબી. ૧૫

હાંરે કેમ ભરીએરે કેમ ભરીએ, જુમના જીના નીર નંદ
કુંવર કેડે પડ્યો કેમ ભરીયે, ટેક.

હુતો એટલે ઉભી રહી સામો આવે હાંરે સામો આવેરે;
સામો આવે સામળીયો શામ સરીર. નંદ૦ ૧
તાકી મારે પીચકારીયો આવી વાગે, હાંરે આવી વાગેરે
આવી વાગે તનડામાં તીર. નંદ૦ ૨
રોળી ચોળીરે ગુલાલમાં ચંદન અરચ્યાં હાંરે ચંદન અરચ્યાં
રે ચંદન અરચ્યાં હોળી રમે શામ સરીર. નંદ૦ ૩
વાલો જંત્ર વગાડે મને મંત્રમાં હરી લીધી હાંરે હરી લીધીરે
હરી લીધી મારા હઈડાના હાર નંદ૦ ૪
નરત ઉડચાં નાથજી વાણુસાડચાં, હાંરે વણુસાડચાં વણુસાડા
મારાં ચરણાંને ચીર. નંદ૦ ૫
હોરી તણા દીન હળવા હળવા છે, હાંરે હળવા છે રે હળવા
છે હળવા હળધર વીર. નંદ૦ ૬
નાથ ભૈરાત પ્રભુ તારો ન ધરાવુ કાન હાંરે ન ધરાવુ
કાનરે ધરાવુ કાન જમ ધારણ ધીર. નંદ૦ ૭

---

ગરબી. ૧૬

ઉધવજી માધવને કુહેજો એટલું,
શા માટે તમે પાડો છો વીજોગજો;
નીંદ્રારે દિવશ એકે નથી આવતી,
ગોપીજનને પ્રગટ્યો છે કાંઈ રોગજો. ઉધવજી૦ ૧
જમુનાની તીરેરે નહાવા અમે ગયા,
ઓચીંતા ત્યાં આવ્યા શામ શરીરજો;

વસ્ત્ર વેગળાં મુકી અમો નાહાતાં હતાં,
છાનામાના ચોરી લીધાં ચીરજો. ઉદ્ધવજી૦ ૨
વલવલવા લાગીરે સૌ ગોપાંગના,
કદમ ખંડીમાં સંતાયા શ્રી નાથજો;
સામળીઆ શોદ્યોરે અમને જડ્યો નહીં,
રૂદંન કરી જોડાવ્યા એણે હાથજો. ઉદ્ધવજી૦ ૩
કહીયે નહાનપણાના દિવશ ભુલિ ગયા,
તરછોડો છો શાને શ્રી જદુરાયજો;
અમો અબળા આશાએ વળગી રહ્યાં,
જોર હમારૂં જોબનીયાનું જાયજો. ઉદ્ધવજી૦ ૪
મારા સગ મોહનને તમો જઇને કહો,
એક વારતો આવો ગોકુળ ગામજો;
કામાગ્ની લાગ્યો આવીને હોલવો,
વ્હેલા વળજો દયા પ્રીતમના શ્યામજો. ઉદ્ધવજી૦ ૫

---

## ગરબી. ૧૭

ભોળા ભોળા શંભુ તમને વિશ્વ વખાણે;
મુળની વાતો તમારી કોઇએ ન જાણે,
જોગંદ્રપણુંરે શીવજી તમારૂં મેં જાણ્યું;
જટામાં ઘાલી શીવ આ ક્યાંથી આણ્યું. ટેક
કોઇ લાવે કેડે ઘાલી ,કોઇ લાવે હાથે ઝાલી.
જટામાં ઘાલી શીવ આ ક્યાંથી આણ્યું; જો૦ ૧

પહેરી પીળી પટોળી ને અંગે છે ગોરી,
શીદને છુપાવો શીવજી છતી થઈ છે ચોરી. જો૦ ૨
નારે માનોતો શીવજી જટાએ છોડાવું;
જટામાંથી નીકળેતો ફેર નહી બોલાવું, જો૦ ૩
ભભુતી ચોળીને શીવજી વાળ્યો આડો આંક;
હાવા હાવા લક્ષણે પાણી નપાવું ટાંક. જો૦ ૪
આક ધતુરો શીવજી વજીઆના ભોગીરે,
નરસૈંયાનો સ્વામી તો જુનાછે જોગીરે. જો૦ ૫
જોગીદ્રપણુંરે શીવજી તમારૂં મેં જાણ્યું;
જટામાં ઘાલીને શીવ આ ક્યાંથી આંણ્યુંરે. જો ૬

---

## ગરબી. ૧૮

જુઓ-જુઓ જશોદા માવડી;
તારો કાનો છાનો માનો છોડી ગયો ગાવડી. ટેક.
તારા દીકરાનું જોર ઝાજુ, એણે હુડમસ્તઈ કીધી;
મારી વાછડી છોડી છાની ને, ધવરાવી દીધી;
તમે ચઢાવીમેલો મોઢે, તારે આવી રમત આવડી. તારો. ૧
તે ગાયને ગોતર મેલ્યું, પછી હું ઘરમાં ગઈતી,
કાંઈ પણ જાણતી નહોતી, કહાનો આવ્યો કંઈથી;
એ ગાયને છબીલે છોડતા, ભાગી ગોતાની તાવડી તારો. ૨
જશોદા કે હે સાચુ ન માનું, તું શું કેહેવા આવી;

તારે દેવો તો ઠબકો તો નીશાની સે ન લાવી;
નારી કેહે વલ્લભના નાથની, હવે કાઢી લાવીશ પાવડી. તારો ૩



## કેફી કંથ વિશે ગરબી. ૧૯

"જીરે માણીગર બંદલો" એ રાગની છે.

કેફી સઈયર જેનો કંથડોરે, તેનાં પુરણ પાપ;
મનમાં ઉદાસી મટે નહીં, હાંરે તપે તનડામાં તાપ; કેફી. ૧
એવો દીસે અળખામણોરે, જાણે જીવનો ટળેલ;
આડાબોલેરે અફીણીઆ, હાંરે એના ગાત્ર ગળેલ; કેફી. ૨
એક ટકાની નહી આબરૂરે, પીટ્યો સઉટાનો ચોર;
દહાડી દારાવ દરબારમાં, હાંરે પુંઠે લોકોનો નોર; કેફી. ૩
અપાઆઓને ઘણો આળસુરે, કાંતો ઉંઘે કાં ગાય;
રળવાની શક્તી રહે નહી, હાંરે રળ્યું રંડાનું ખાય; કેફી. ૪
બહારથી આવે એ બાકળોરે, હીણા દેખાય હાલ;
ખુણે ઢાળીને પડે ખાટલો, હાંરે બઈરી છઇયાનો કાળ; કેફી. ૫
બાળકને ખાવા નહી બાજરીરે, પીટ્યો પ્રગટ ઉફાંદ;
છતે ધણીએ બળે છાનડી, હાંરે વેઠે રંડાપો રાંડ; કેફી. ૬
લાજ હીણો લેજે નહીરે, જાશે તરણાથી તોલ;
તેવો અફીણના તોરમાં, હાંરે બોલે જુઠેરા બોલ; કેફી. ૭
કાંઈ વખત થાય કેફથીરે, હૈયાફુટો હેરાન;
તોય શીખ દલપતરામની, હાંરે કદી ધારે ન કાન; કેફી. ૮

## ગરબી. ૨૦

આવરે હરી બાંદરારે બંનમે,
સાંમીજી બંસીઆં બજાય કાંનુડા;
આવરે હરી બીંદરારે બંનમે. ટેક.
નેહ લગાય મન મોહલીએરે, હરી બીંદરારે બંનમે;
આવો તો સેજીઆ સમારૂં, કાંનુડા, આવોરે. ૧
રંગ રંગીલી બ્રજ નારીરે, હરી બાંદરારે બંનમે;
ઝીલમીલ ગરબા ગવાડ, કાંનુડા, આવરે. ૨
રાધાજી પાંનીડાં સાંચરયાંરે, હરી બાંદરારે બનમે;
સોલસેં ગોપીયોના સાથ; કાંનુડા, આવરે. ૩
કાંઠડે ઉભલો કાંનુડોરે, હરી બાંદરારે બનમે;
હરી મોય કાંકરડી ન માર; કાંનુડા, આવરે. ૪
ખંડાલો મારો નાંદસેરે, હરી બાંદરારે, બંનમે;
દેસાંમે મુખડા સુ ગાલ; કાંનુડા, આવરે. ૫
કાંન હરી બંનમે ગ્યારે, હરી બાંદરારે બંનમે;
સોલસે ગોપીયાં ને સાથ; કાનુડા, આવરે. ૬
મહી લુટે મારી મટુકી ફુટેરે હરી બાંદરારે બંનમે;
કાંનાજી કયાં કરોછો આળ; કાનુડા, આવરે. ૭
કહ્યો હમારો માંનો નહીરે, હરી બાંદરારે બંનમે;
કરસાં કંસને પુકાર; કાનુડા, આવરે. ૮
સુભેરછક કહે સાંભળોરે, હરી બાંદરારે બંનમે;
હરી હઠ મેલે ન લગાર. કાનુડા, આવરે. ૯

## ગરબી. ૨૧

મેલો મારગ જાવાદ્યો, મને ક્રીશ્ન મોરારી;
હઠીલા થઈ ઉભા રેહ્યા, જણાઓછો તકરારી; મેલો. ટેક.
ગાળ ખાશો મારા મુખની, એ વાતજ નથી સારી;
બેડીલું ફુટશે મહારૂં, ન મારો કાના કાંકરડી. મેલો. ૧
આવા શાંણા પુરૂષ થઇને, ગઇછે કેમ મત મારી;
વેગળા રહીને વાત કરો, દેખે દુરીજન નારી. મેલો. ૨
ગઉ જેવી છે મહારી જાત, મને સીદ દ્યો ગારી;
ઘેર જઇને કોઇ કહીદેસે, જુવે સકળ બ્રજ નારી મેલો. ૩
બીક લાગેછે સાસુની, નણદ ઘેર નઠારી;
સરવે ગોકુળીઆનાં લોક, મેણાં દેસે નરનારી. મેલો. ૪
જળ જુમનાને પાએ પડી, અમે તો વાહાલા જળ છોડયાં;
હરી નાથ તમે જીત્યા, જવાદ્યો ને હું હારી. મેલો. ૫



## ચોપાઇ ત્રણતાળી

જાજા ભુંડી અહીંથી હવેતું, સંધુ સમજી ગયો સાચે હું;
નારી જાણી તને ધુતનારી, નાખે અંચવચ જનને તું મારી;
થયો તન મન ધનથી ખરાબ, તોએ લીધો ન આખર લાભ;
મુને વિશ્વાસ ઘાતથી લુટે, પ્રભુને તહીં નહીં તું છુટે.
ભોળિ કુમળી ગણાએ નારી, પણ લુચ્ચીને કપટી ભારી;
છાતિમાં અડિગજની છુરી, વજૂ હૈડાની જાણું પુરી.
નર અક્કલમાં બહુ છોટા, સ્ત્રી ચરિત્ર ખરેખર મ્હોટાં

હોય ગર્થની ઘણી લાલચુ, હોય બહુ જણીઓ ફંદ રચુ.
દુધ પાઇ ઉછેરવો સાપ, કામ કહાડિ કરે પરીતાપ;
વદે જુઠું લગાડે ન વાર, મ્હોડે મીઠી ને કપટી અપાર.
આજીજી પ્રથમે બહુ કરે, પુઠે ધમકાવીને ક્રોધ ધરે;
સિંધુ નીર તણું નહીં માપ, સ્ત્રિ ચરિત્ર નીશંક અમાપ.
મધુવછ અવગુણ ભરી એ, ત્યાગ કરજે તું સમજુ બનીને.



## પઠાણ બ્રામણીનો કીસો.

સુંદર સુણો મોરી જાન, જીયા કરૂ બુરબાન;
મારાં દીલ લાગ્યાં પઠાણસું. ટેક.
પઠાણ દિલ્લીનો દીવાન, અમદાવાદનો ઉમરાવ;
મારાં દિલ લાગ્યાં પઠાણસું. ૧
પેહેલી હતી નાગર બ્રાહ્મણીરે, જમતી કેળાંને બાંટ;
હવેરે થઈ સુંદર તરકડી, જમુ પુલાવને નાનરે;
મારૂં દિલ લાગ્યું પઠાંણસું. ૨
સુંદર સુણો મોરી જાન, જીવડાં કરૂં બુરબાન;
ગોરી હોય નાદાન, વાગી જાણીં મારૂં માન;
મારૂં દિલ લગાયું પઠાણસું. ૩
પાંચ રૂપઈઆ આપું રોકડારે, કોઇ લસ્કરમાં જાય;
જઇને પઠાણને એમ કહે, સુંદર ધાન નવ ખાય;
મારૂ દિલ લાગ્યું પઠાણસું. ૪
સોનીરે વાડામાં મારૂં સાસરૂ, નાગર વાડામાં રહિયેં;

તેડાંરે આવ્યાં પઠાણનાં, એને ના કેમ કહીયેરે;
મારૂં દિલ લાગ્યું પઠાણસું. ૫
કે લાંબુડા વાંસના ટોપલી, સુંદર દળવાને જાય;
દળતાં દળતાં માડ્યા રૂશણાં, લોટ કુતરાં ખાય;
મારૂં દિલ લાગ્યુ પઠાણસું. ૬
હુંરે મોડાસાની બ્રાહ્મણી, તમે દિલ્લીના શેખ;
આરે જનમની મારે પ્રીતડી, પેલા ભવના તે લેખ
મારૂ દિલ લાગ્યું પઠાણસું. ૭
લીલારે પીળા તંબુ તાણીયા, ફરતી સોનેરી ઝૂલ,
વચ્ચેરે બેઠી નાગર બ્રાહ્મણી, પરણ્યો ફાંકેછે ધુળ;
મારૂં દિલ લાગ્યું પઠાણસું. ૮
દેરાણી જેઠાંણીનાં જોડુવાંરે, હળી મળી પાંણીડે જાય;
પાળે ઉભો પઠાણ પાતળો દેખી હઈડાં હરખાય
મારૂં દિલ લાગ્યુ પઠાણસું. ૯
હાથમાં લાલ કમાન લટકતી, તાણી મારેરે તીર,
ભાલુંડાં વાગે રૂદીઆં ફાટે, ના તાણશો મારાં ચીર;
મારૂંદિલ લાગ્યું પઠાણસું ૧૦
શેરની વણું સત્તર રોટલીરે, પઠાણ પાતળીઓ ખાય;
ભેળાંરે બેસી આરોગશું, મનમાં હરખ ન માય;
મારૂં દિલ લાગ્યું પઠાણસું ૧૧
આગળરે સસરાજીનો ઘોડલોરે, લારે દિયરને જેઠ;
વચ્ચે પરણ્યા તાજી ઠાઠડી, લઈ જાઊં સમુદર પેટ

મારૂં દિલ લાગ્યું પઠાણસુ. ૧૨
અગર ચંદનના મંગાવું લાકડાંરે, તેના ખડકાવું ચે;
મુજરે કારણ તમે મરશો, બળશું આપણ બે;
મારૂં દિલ લાગ્યું પઠાણસુ. ૧૩

## લાવણી.

નાગર નટરે મીલજાવો મન મોહન પ્યારે ટેક.
તુમ મોહન બેનુ બજાઈ, કોહો સાચન હમ પાલાઈ;
હમ સબ તુજ પાઈ આઈ, આવનીકટરે. મિલજાવો. ૧
હમ રૂપ સકલ બ્રજબાસી, વ્યાપક બ્રહ્મ ઉપાસી;
તાહે કીયું છાંડો અબીનાસી, તમે અઘટરે. મિલજાવો ૨
હમ નિકટ મુંઠ બ્રજબાલા, તુમ શેં કીયો ગરવ નંદલાલા
સો ક્ષમા કરો બ્રજપાલા, હો ઉમર ઘટરે. મિલજાવો. ૩
કીયે કુટંબ સહોદર બેરી, ભઈ બીનામૂલ તુમ ચેરી;
તુમ બીન કોઉ હમે નહેરી, ધિગાર હે ઘટરે. મિલજાવો. ૪
ચું કેહે રોઈ સબ ભામા, તબ દયા પ્રગટ ઘનસ્યામા;
સબ ધ્યાપ લઈ ઉરકામા, યમુનાત્રટરે. મિલજાવો. ૫

## લાવણી.

ઓ લાલ થશો બેહાલ નથી કંઈ માલ તજો પરનારી,
હું કહુંછું સૌને માટ શિખામણ સારી. ટેક.
શું કરો સ્ત્રીનો સંગ, ધરી ઉમંગ, અતીશ પ[illegible]

કરો હમેશાં ફેલ, ગણો ન દુતનો ડારો;
રે થશે પ્રભુ પ્રતિકુળ, માંહિ છે ધુળ, વિચારી જોજો,
કરી પૂન્યનાં કામ, અકરમી કલેષ ધોજો;
સું મુંઢ રમોછો જાર, જુએ કરતાર, જશો ત્યાં જ્યારે,
પુછે એ ત્યાર, બધો વ્યવહાર, સુખા સુખ કારી;—હું કહુંછું ૧
શું થયા અકરમી અંધ, કરોછો ફંદ, ફરોછો ફુલ્યા;
ધરચું મિથ્યાભિમાન, પાપના અંદર ડુલ્યા;
શું દયા ન રાખી લેશ, કરી ઠીક વેષ, કુરસ્તે ચાલ્યા,
કર્યા ન પરભવ તર્ક, અરે મસ્તાના માહાલ્યા;
ઓ ભાઈ કરો વિચાર, ધરા ધરનાર, (ઈશ્વર) ડહાપણદાર,
હિયે જમ માર, કયો ખમનાર, કહે દુરયારી;—હું કહુંછું. ૨
રે કરો હરીથી પ્રીત, મનુની રીત, પ્રમાણે ચાલી,
કરો ન ચાળા વ્યર્થ, બધું છેવટ છે ખાલી;
ઓ જમડા લેશે પ્રાણ, કરે નહિં જાણ, અગાડી આવી,
શંકર સરખા દેવ શકે નહિં જીવ મુકાવી;
ઓ લાલ હરીથી પ્રીત, વધારો નિત્ય, તજો કૂ રીત,
નથી વીપરીત, ચળો નહિં ચીત્ત, દિઠે કો નારી;
કહું શા વાર, તજો વ્યભીચાર, કહુંછું વારી;—હું કહુંછું. ૩



## લાવણી. (દેસીલંગડા)

ઇસ્ક કરો શ્રીરામ નામકા, ઓર કીસીકા કામ નહી, રામ
રામ• ... રા કુચ રામ બીનાં કુચ નામ નહી. ટેક.

રામ નામસે સઘ્ઘા તારી, એસી દેખ હરીકી લીલા, સેત્ર બાંણસે, ગયે જીને ગઢલંકા ઘેરા કીલા; રાવણ મારે ભભીક્ષણ થાપે રાજ ગાદી દીઆ ટીલા, ખડે ખડે રાક્ષસ મારે જીને કુંભકરણ કરદીઆ ઢીલા, બાહર ભીતર કયા ભટકતહે. તેરેમે કુચ રામ નહી; રામ રામજી. ૧

રામે નામકી એસી માયા, રામ નામ પહેલાદ લાએ, બલી અગનમે, અગનમે બુંબ ફોડકે દરસ દાએ, નરસઈ નાગર મીરાંબાઈ ભીલડીકે ફળ પાએ લાએ, સંત સુદામા, દેખલે દુખ દાલીદ્ર દુરે કીએ, બીદુર ભગતકી ભાજી પાએ દુરજોધન કું કામ નહી; રામે રામજી. ૨

શ્રીકૃષ્ણ ભગવાંન જાઅકે, ઈશ્ક મહોબત લાએ તુંમ, ગેડી ગેંદસે, ખેલતે જળમે ગીરના બાએ તુંમ, અંકા બંકા સંદન કસાઈ ગજ ગુંણકા કું તારીહે. અજામેલકું, તીરાઓ હરી સંતન બલહારીહે,. ધ્રુતારે પહેલાદ બચાયે સેન ભગત ઉપકારી હે મોરધ્વજરાજા જીનુંને કરવત સીર સીધારી હે, જો નાં સમજે ભાવ ભકુતકા ઉસકું સીતા રામ નહી; રામ રામજી. ૩

પાંચુ" પાંડવ ભકુતી કીની સુરદાસ તુળસીદાસા, ઈન સંતનકું, દેખ લે સદા મીલે બઈકુંઠ બાસા; બનસી ગીર વસ્તાદ હમારે, હરો ભજન પાપા બાસા. સામ પ્રેમગીર, કહે જીને રામ નામ ગાઆ બાસા, તુરા હમારા આદ નીરંજન કલ્લગી વાલેમે રાંમ નહી; રામ રામજી. કહો કુચ

શેમે બાના કુચ નાંમ. ૪



## લાવણી.

સોદાગર હે પીંજરકા, કર બોપ ખુદાકે ઘરકા;
સોદાગરરે બરીહાં                    ટેક.

કોન કીસીને બાગ લગાવ્યા, ચીમન લગાયા બાસા;
સવા લાખ બુટા નીત લાગે, હોવેગા ચતર માસા;
પાત લગે ફુલ બાસના આવે, ફુલ લગનકી આસા,
ચલકર આવ્યા પંછી મુસાફર રેન કીઆ ઊંને બાસા;

દોડ.

કાયા નગરી મે સોહા, ધંન ઘોર હુવા પસારારે:
ચલ ઉલટ મુલટ સબ દેખા, જુઠા હે બાગ પસારારે.
ચલ ચઉદા રતન ઉજી આલા, ચંદનાહે દો દીનકા.
સોદાગર. ૧



તંન મહેલમેં બંગલા છાવ્યા, હોજ લગે ગુલ કયારી;
તુરત સુતરકી નજર દોડાલે, હોવેગા ગુંજ હજારી;
દાંન ધરમકી ખેતી બોસે, પ્રેમ પુરૂષકી બાંણી;
રામ નાંમ હે ઘટમે, ચોકી નીરમળ ફુળ તઇઆરી.

દોડ

કુચ બાજે બીબા બીજ વાજે, કુચ ગુંમાન મત રખ દીલમેરે;
વ નવ નાડીસેં, જીકડા કુલ પવન ભરા તેરે તનમેરે;

હમ નીકલ જુદા જાય હોઆગા, ઈહાં કોન કીસીકે દંમકા.

સોદાગર. ૨

---

તીરથ બરત બોહોત કર આએ, દેખી ઘરના સારી;
કઈ એક જોગી જોગ કમાવે, કઈ એક દુધા ધારી;
કઈઆને આસન મંડપ છાએ, કઈઆને ધુની સમારી;
કઈઆને હાથમે સુમરણ લેકે, રામજી માળા ફેરી.

દોડ

કુચ દેખલે દીખલાલે, ઓટા બેરા દરખાલેરે;
ઈહાં દુનીયાં આઈ ચલકર, ઈહાં ભેરા હાટ બનરેરે;
ચલ નીરખ તોડ કલજુગકા, સીર તોડા દીઆ ફુટકકા.

સોદાગર. ૩

---

કઈઆને આસન મુંડ મુંડાએ, કઈઆને ડાકોર દ્વારા;
કઈઆને અબર છત્ર લગાએ, નીત કરે ભંડારા;
બસ બાતનમે હારે સબહી, જીત ગઆ કોઈ સુરા;
સહાઅલી ઢુંઢી નાંમ ઓધારે. સેવા ગુરૂકા પુરા.

દોડ

ચલ કુબલ મચીહે બાજી, ઈહાં ખુબ મચાહે જુવારે;
ચલ દગા કે નદી પારે, ઈહાં ધરમ બાંધલે કુવારે;
છંદ સાહેબ રાગ બનાયા, જીને જ્યાંન ગુરૂસે પાયા.

સોદાગર. ૪

ગજલ.

દીલકે દેનેસેં કીસુરાહ મુજે ઈનકાર નહી, દીલતો મેં દે ચુકા;
મંનકે દેને સેં કીસુરાહ મુજે ઈનકાર નહી;
એજીરા મુજે ઈનકાર નહીં, દીલતો મે દે ચુકા; પલટો.
પર મેરે હાલપે અબતક વો ખબરદાર નહી, એ તમાસા
કે નઆ, હજરતે ઈસ્કે મીયાં આપકો હંમ જાન ચુકે:
બહોત પઅચાંન ચુકે, બાબ બદમોકી તેરી હંમ છાંન
ચુકે, અબતો હો પાંસે હવા; દીલકે દેનેસે; ૧
હંમતો મરતેહે તેરે હીજરેકે, મારે મારે; અબતો આ
દોસ્ત પ્યારે, સેંકડો ચલ ગએ સીરપે મેરે; આરે આરે
અબતો આના હો તો આ; દીલકે દેનેસે; ૨
બાદ મુદ્દતકે હુઈ આજ મુલાકાત નસીબ, હુંઇ ન એક
બાત નસીબ; મરગએ પર હુઈ ન વસ્લકી એક રાત ન-
નસીબ આહે તગદીરે ઓહા; દીલકે દેનેસે; ૩
નાતો તેહેરીર એ'ર તક઼રીર બની બન આતી હે, ન દુવા
આતીહે, સર બસર અક્‌સે તબાખોકી વાંહાં જાતીહે,
જબકે આતી હે બજા; દીલકે દેનેસે: ૪
ઓલ દેતાહું એજી આપકે મેં કાંન ભલા. વીસકું સુન
રખીઓ જરા, હશ્રમેં હાથ મેરા ઓર ગરેબા તેરા, મ-
નસુબ પેષ ઓહા; દીલકે દેનેસે; ૪
મેતો કેતાહુ હુસેની તુ કહા માન મેરા, કીસુંસે દીલ ન
લગા દીલકે દેનેસે કોઈ દીન બીતું પાવેગા બત્તા તેરીકે

એહી સજા; દીલકે દેનેસે; ૬



## સોહણીઓ

જીયાકી લાગી કોણી કયા જાણેરે,
હો જીયાકી લાગી કોઇ કયા જાંને; પલટા.
જોઇ તન લાગી વાગી સોઇ તન માને,
બે દરદીકી ખલા કયા જાંણેરે; જીયાકી. ૧



મહારા મારૂજીને કેજો, મહારા મારૂજીને કેજો;
મેતો થાંને મોહી રાજ, મેતો થાંને મોહી રાજ. પલટા.
સોના દોસરાઈ વાગી મેણા હેદા પ્યાલા.
ભર ભર પીવે માને પાવે; મેતો થાંને મોહી રાજ. ૧



ઝોલા ખાતી જોને આવે, થાંને મારૂજી બોલાવે પલટો.
મારૂજી બુલાવે થાંને કાંઈ ફરમાવે;
હસ હસ ગલહુ લગાવે,
હસ હસ ગલહુ લગાવે; થાંને મારૂજી બુલાવે. ૧



## બીહાગ.

જસોદારે, આજ મુબારક કહોરે;
અજી મુબારક કહોવે આજ તો મુબારક કહોરે; પલટો.
તોરે પુત્ર ભયો, બે સગી મોહન,

સો આજ મોરે મન હુતો ભાયોરે, હો જસોદારે. ૧

બાઈ મોરે પીયાંકું મે જાને ન દુંગી: પલટો.
મે ભોરીકયુ સમજાવુ નાંહી. સાસ નણદ વાકી ચોરી; મે. ૧
જોગન હો, મે બન બન ઢુંઢું અંગે ભભુત રમાવું; મે. ૨
ગોકુલ ઢુંઢ, બીંદ્રાબંન ઢુંઢી; ઢુંઢ ફીરી મથુરા બંનમે; મે. ૩

કયારબો.

જાડસે કટાપ ડારૂ લીંબુવા, કટાપ ડારૂ લીંબુવા; લીંબુવારે
અઈમાન જાડસે કટાપ ડારૂ લીંબુવા. પલટો
લીંબુવેકી છોટી છોટી ડારીઆં, લો છોટી છોટી ડારીઆં;
કાંટો લાગ્યો મોરે હાથ, જાડસે કટાપ ડારૂ લીંબુવા. ૧
લીંબુવેકી ઘેરી ઘેરી છાયા, લો ઘેરી ઘેરી છાયા; ઉપર
બેઠો કારો નાગ; જાડસે કટાપ ડારૂ લીંબુવા. ૨

ભેરવી.

સોતનીઆં તુને ભરદીનો કાન. પલટો.
બારા બરસ પીછે, પીયા ઘર આયે સો, તહાપર ઇતનો ગુમાન. સો.
નાં પેનું મે નાં પેનુંગી, આસમાની ચુડીઆ;
આસમાની ચુડીઆં વે, એ પુરાની ચુડીઆં, નાં પેનું મે નાં
પેનુંગીઆથ, પલટો;
દીલ્લી શહેરસે મનીહાર બુલાઆરે, અબતો મેરી નહીરે
જુવાની, એ પુરાની ચુડીઆં, નાં પેનું મે નાં પેનુંગી. ૧

સમાપ્ત.

# જાહેરખબર *

અમારે ત્યાં નીચે લી ચોપડીઓ મળસે.

કરણ કામાવતીની વ ........૧—૪—૦
ગુલચમન ગાયન..................૦—૪—૦
ગુલબંકાવલી. ........................૦—૪—૦
મલ્હારેરાવના રાસડા. ...................૦—૧—૩
પેહેલીથી તે છઠ્ઠી સુધીના ગ્રંથ. .........
મલીનાથના સ્તુતી............ ....૦—૧—૦
દીવાંની સાર સંગ્રહ..................૧૪—૦—૦
ફોજદારી સાર સંગ્રહ. ..................૧૫—૦—૦

આ સીવાય પણ બીજા કાયદા તથા વારતાઓના પુસ્તક ઘણી સરતી કીમતે મળસે, ઉપર લખેલી ચોપડીઓ નીચે લખેલે ઠેકાણે મળશે.

અમદાવાદમાં ચમનલાલ નરસીદાસ તથા. ઉતેમરામ ઉમેદચંદને ત્યાંથી. ઠે. પંચભાઈની પોળ. તથા. યુનાઇટેડ કંપનીમાંથી.

ડીસાકાંપમાં. દલાલ. ઊમેદચંદ અમરચંદને ત્યાં અમુલખચંદ ઊમેદચંદ પાસેથી.

દસથી વધારે નકલ રાખશે તેને કમીસન આપવામાં આવશે, દેસાવરના ઘરાકોએ ટપાલ ખરચ આપવું પડશે.